# રણછોડજીના

# ગરબા.

અને

## આરતીઓ, પંદર તથા વિગેરે.

શુદ્ધ કરી છપાવી પ્રસિદ્ધ કરનાર.

બુકસેલર-શંભુલાલ દોલતરામ.

મામુનાયકની પોળ-અમદાવાદ. મુ. ડાકોર-સુંદર બજાર

બુકસેલર-લલુભાઈ અમુલખ.

માણેકચોક-અમદાવાદ.

આવૃત્તિ ૧ પહેલી

શ્રી માર્તંડ મુદ્રાલય પ્રીન્ટીંગ પ્રેસમાં પા. ભીખાભાઈ છગનલાલે

છાપ્યું ઠે. રીચીરોડ-અમદાવાદ.

સંવત ૧૯૭૫ સને ૧૯૧૯

કીમત બે આના

॥ શ્રી ॥

# રણછોડજીના ગરબા.

## શ્રી ડાકોરના રણછોડજી માહારાજનો ગરબો.

( અલબેલીરે અંબે માત જોવાને જઈએ. ) એ રાગ.

છોગાળા છબીલા છેર, રણછોડ રંગીલા;
કરી બોડાણા પર મેહેર, હો મોરલીવાળા. ટેક.
અકળ કળા અલબેલા તારી, પાર ન પામે શેશરે;
વેદ વીશારી વીશમય પામ્યા, સમજાયો નહી લેશ રણછોડ ૧
મહા મોહોટમ મહારાજ તમારી, મુખથી કેમ કહેવાયરે:
સમુદ્રમાથી ચાંચ ભરે જેમ, પક્ષીની તરૂશા જાય. રણ ૨
મંદગતી મહારાજ મારી, મલીન મારૂ મનરે;
શરણે રાખો શામળીયા મને, જાણી તમારો જન રણ ૩
દ્વારકાંના વાશી રાય, રણછોડ તમારૂ નામરે;
ઘણી દયા ગુજરાત પર કીધી, આવ્યા ડાકોર ગામ રણ. ૪
બોડાણાની ભકતી ભાવી, સુંદરજી ભલી તમનેરે;
અઢળક ઢળીયા ધરણીધર, દુર્લભ છે અગમ નીગમ. રણ. ૫
ધન્ય બોડાણા ધીરજ તારી, ધન્ય ધન્ય તારી માતરે;
પાતળીઓ પોતાના કીધા, હેતે ઝાલ્યો હાથ. રણ. ૬
શીતેર વરસ સેવા કરીને, સામળીઓ સમજાવ્યારે;
ડાકોરથી તો દ્વારકાં માંહે, વરશે બે ત્રણ ફેરા ખાવા. રણ. ૭
કરમાં તુળશી વાવીને, જઈ ચતુરભુજને ચડાવી;
પ્રભુજીતો પ્રસન્ન થયા ને, દીલમાં દયા આવી. રણ. ૮
અલબેલો બોલ્યા એમ મુખથી, બોડાણાની સાથરે;

એકાંતે આ તાને કહ્યું, તે કોઇ ન જાણે વાત. રણ. ૯
ઘણા દીવસ તેં મારે કાજે, મોટું કષ્ટ કીધુંરે;
વપું તમારે વરધ થયું, તે જોઇ મારૂ મન બીધું. રણ. ૧૦
તે માટે હું તારી સાથે, આવું તારે ગામરે;
તારે ચરણે નથી ચલાતું, તે માટે તજવું ધામ. રણ. ૧૧
કહ્યું મારૂ માની કાલે, જા તું ડાકોર ગામરે;
વેહેલ લાવ તું વાત ન ફુરે, મનમાં રાખી હામ. રણ. ૧૨
બોડાણો કહે બાપજી હું, વેહેલ કયાંથી લાવુંરે;
મારે ઘેરતો નથી માહારાજ, કેમ કરીને આવું. રણ. ૧૩
મોહનજી કહે માગી લાવો, જેવી તેવી વેહેલરે;
જાત જોવાનુ કામ નથી, એ જોડી લાવો બેલ. રણ. ૧૪
બોડાણાને વચનજ આપી, વીદાય કીધો વળતીરે;
વનમાળી કહે તારે મારે, વાત આવી છે મળતી. રણ. ૧૫
વારૂ કહીને વીઠલજીને, ચરણે પડયો કરજોડરે;
લજ્જા મારી લટકાળા તમે, રાખજો શ્રી રણછોડ. રણ. ૧૬
અતી આતુરતા અંગમાં ને, આવ્યો ડાકોર ગામરે;
પાડોશીને પેરે કહી મારે, તમ સરખુ છે કામ. રણ ૧૭
ઉપકાર માનું તમ તણો, જો આપો બળદને વેલરે;
જાવું દ્વારકા છેલો ફેરો, તીકમજીની ટેલ. રણ. ૧૮
પુરવાશી પાડોશી કહે ભાઇ, જેવી તેવી મળશેરે;
જેમ તેમ કરીને જોડી, ભાઇ ભાગ્ય તારૂ ફળશે. રણ. ૧૯
એવું સાંભળી ઉઠયો પોતે, વારૂ કહી વેહેલ જોડીરે;
વેલા કરતાં વનમાળીના; મંદીર પાછળ છોડી. રણ ૨૦
ગુગળી સઉકો હસવા લાગ્યા, કઉતક સરખી વાતરે;
બોડાણો તો આણે આવ્યા, લઇ જવાને નાથ. રણ. ૨૧

વેહેલને બે બળદ જોતાં, હશે ને મૂખ મોડરે;
અરે ભાઈ ભુતળમાં ન મળે, આવી બીજી જોડ  રણ. ૨૨
બોડાણો કહે હસો ભાઇઓ, હસવા સરખી વાતરે;
ઇશ્વર ઇચ્છા કોઇ નવ જાણે, કેવું થાશે પ્રભાત.  રણ ૨૩
સંધ્યા થઇને સેન કરાવ્યું, રણછોડજીને રંગ ભેરરે;
અડધી રાતે ઉઠ્યા પોતે, પ્રીતમે કરી પેર.  રણ. ૨૪
તાળાં તોડ્યાં ભૂગળ ભાગો, આવ્યા મંદીર બહારરે;
બોડાણાની પાસે આવી, પ્રેમે કર્યો પોકાર.  રણ ૨૫
જાગ જાગ તું ઝટપટ કરીને, વિઠલ કહે વેહેલ જોડરે;
બોડાણો ઝબકીને જાગ્યો, દીઠા શ્રી રણછોડ.  રણ. ૨૬
ગદગદ કંઠે ગળગળુ બોલે, થરથર ધ્રુજે અંગરે;
ગોવીંદજી હવે શી ગત થાશે, તમે રાખજો રંગ.  રણ ૨૭
બળદ તો બેસે ને ઉઠે, ચાલે નહી લગારરે;
પ્રાતઃસમે તો પકડશે મુને, મારસે બહુ માર.  રણ. ૨૮
જગજીવન કહે જેમ તેમ કરતું, ઝાંપા સુધી કાડરે;
હાકીશ પછી હું હેત કરીને, માનીશ તારો પાડ.  રણ ૨૯
જેમ તેમ કરતાં ઝાંપા સુધી, પાછલી રાતે પોહોચ્યારે;
રાસ પરણો પોતે લીધો, બોડાણો માંહે સુતા.  રણ. ૩૦
વેગે વેહેલ ઉડાડી પોતે, અંતરીક્ષથી અલમેલેરે;
ઉમરેઠને ડાકોરની વચ્ચે, આણીને તે મેલે.  રણ. ૩૧
બોડાણાને કહે જગજીવન, જાગી જોને વાટરે;
પ્રાતઃ થયો ઉઠ આળસ મેલી, જો આવ્યો કાંઇ ઘાટ.  રણ ૩૨
આંખ ઉઘાડી ઉંચુ જોયુ, બોડાણે તેણી વારરે;
સામળીયા સીમાડો મારા, ગામ તણો ધીરધાર,  રણ. ૩૩
અલબેલો ઉતરીયા હેઠે, લીંબ તળે લટકાળોરે.

વીસરામ કીધો વાલાજીએ, થંભીને થાક ટાળો. રણ. ૩૪
લીંબડાનું લટકાળા તમે, એક ડાળ કીધું મીઠુંરે.
કર અડકાડી કડવાસ કાડી, તે સહુએ નજરે દીઠું. રણ. ૩૫
પાતળીએ ત્યાં પગલાં પાડયાં, પોતાનાં સાક્ષાતરે;
અદ્યાપી એંધાણી તેની, સરવે જાણે વાત રણ. ૩૬
એમ કહી અલબેલો આવ્યા, ઢડબડ ડાકોર ગામરે.
બોડાણા પ્રત્યે એમજ બોલ્યા, મને રહેવાને ઠામ. રણ. ૩૭
ધરણીધર કહે ધામ તજ્યું મેં, તો સહુ કોઈએ જાણ્યુંરે:
મંદીરમાં મુજને નહી દેખે, જ્યારે વાસે વહાણું. રણ ૩૮
ધશમશ કરતા ધાઈ આવશે, ગુગળી ઘર વાળારે;
સામળીઓ કહે મુજને સંતાડી. તું ઝાલી બેશને માળા. રણ. ૩૯
ગોમતીમાં ગોવીંદજી પેઠા, વાવમાં વનમાળીરે;
ગાળો દેતા ગુગળી આવ્યા, થોડે દીવસે ચાલી. રણ. ૪૦
બોડાણાને બાંધી લાવો, ગુગળી એમ બોલ્યારે;
બોડાણો ગોરસ લઈ મળવા, ગયા સહુના પેહેલા. રણ. ૪૧
આવતામાં આંખ ચડાવી, ગુગળીએ વિકરાળરે.
ચોર તું કેમ ચોરી લાવ્યો, ભૂદરજી ભુપાળ. રણ. ૪૨
બોલ બોલ કહી બરછી મારી, મુરછાંગત તે પડયોરે;
અંગીકાર કરી અલબેલે, હરજીને દીસે ખાડો રણ. ૪૩
ગોમતીમાં રૂધીર થયું તે, જાહેર જુગ મોઝારરે;
એ એંધાણે અલબેલાજી, સોધી કહાડયા નીર બહાર. રણ. ૪૪
બે વચન ત્યાં બળવંત બોલ્યા, હું હવે નહી ત્યાં આવુંરે;
મુજ બરોબર સોનું લઈને, કરો તમે મન ભાવ્યું. રણ. ૪૫
લાલચમાં લપટાયા સરવે, લોભમાં લેવાયારે;
સરકાર કરે પંચ મળીને, તાણ તીરે લાવ્યા. રણ. ૪૬
સામાસામી લખી લઈને, બોડાણો એમ બોલ્યોરે;

એકાંતે અલબેલા સાથે, પ્રીતે પડદો ખોલ્યો. રણ. ૪૭
મહારાજ મુજ પાસ નથી, વાલ કેરી વીંટીરે;
સોનું જઇએ ત્યાગ બરાબર, ચીતમાં ચીંતા પેઠી. રણ. ૪૮
ગોવીંદજી કહે ઘેર જઇને, ગંગાબાઇને પુછોરે;
ત્રવાવાલની વાળી છે, લાવો કયાં તમે ધરજો. રણ. ૪૯
ઘેર આવીને ગંગાબાઇને, વાત કહી વીસતારીરે;
વાળી લઇ વનમાળી તેડે, ગોવીંદની ગત ન્યારી રણ. ૫૦
તરત લઇને તીરે આવ્યા, વાળી રાખી પાસરે,
લજ્યા રાખો લટકાળા હું, ચરણ કમળની દાસ. ર. ૫૧
વડની ડાળે ત્રાસ બાંધ્યા, ત્રીકમજીને તોળ્યારે;
વાળી નમીને વાલમ કસ્યા, પછી જે જે સૌકો બોલ્યા. ર. ૫૨
ઝાંખા થઇને જગજીવનને, ગુગળી ગાળો દે છેરે;
કાળા તુજમાં કપટ ભર્યું છે, જુઠ ઝાઝેરી ગ્હે છે. ર. ૫૩
બાળપણે તેં મામો માર્યો, મથુરાં નગરી માંયરે;
આજ લગી અમને અથડાવ્યા, હવે જઇએ કયાંય. ર ૫૪
પ્રભુ કહે પાછાં ફરો જાઓ, દ્વારકાં મોઝારરે;
સ્વરૂપ મારૂ શેવંત્રીમાં છે, તે કહાડજો બહાર ર. ૫૫
નીરાશ થઇ નીસાસો મુકી, ગુગળી ઘેર પધાર્યારે;
શેવંત્રીમાં જઇને જોયું, પ્રભુ ત્યાં તો પધાર્યા. ર. ૫૬
સંવત બારને બારમાં, પ્રભુ બાકી કશી ન રાખીરે;
દયા કરીને ડાકોરમાં આવ્યા, તે સર્વે પુરે સાખી ર. ૫૭
વરસ પાંચશે અગનોતરા સુધી, અલબેલે એમ કીધુંરે;
ત્યાં લગી તો ગોમતી તીરે, સૌને દર્શન દીધું. ર. ૫૮
અભેસંગ એક રાજા આવ્યો, મારવાડથી મોટોરે.
પીલાજી શું પરપંચ કીધો, મનમાં મેલ છે ખોટો. ર ૫૯

તેણે મન માન્યું મોહનજીનું, મંદીર તો આદરવુંરે.
જગજીવનને જોગ મેળવવો, પરમેશ્વરનું કરવું. રં ૬૦
કારજ કીધું જાણી વજીર, રતનશીગને તેડેરે;
મોહનજીનું મંદીર મોટું, કરતું દીવસ થોડે. ર. ૬૧
મંદીર કરીને મહારાજને, પધરાવ્યા ત્યાંથી પ્રીતેરે.
સંવત સત્તર એકાસીમાં, રંગીલો રંગ રીતે. ર. ૬૨
માણેકઠારીએ મેળો કીધો, મોહનને મન ભાવેરે;
વૈષ્ણવ વાજીંત્ર લઇ, સરવે સમાજે આવે. ર. ૬૩
મોટું મહાત્મય જાણીને, જન સર્વે દર્શન આવેરે.
ભેટ સામગ્રી સણગાર સારા, સામળીઆને આવે. ર. ૬૪
મેળો મહાભારત થયો તે, મંદીરમાં ના માયરે;
જગજીવનને જોવા તેતો; જન ઘણા ત્યાં જાય. રં. ૬૫
ત્યાર મહારાજે મનસુબો કીધો, મંદીર મોટું કીજેરે,
ઉંચે આશને તમો બેસીને, દર્શન સૌને દીજે, ર. ૬૬
ત્રાંબેકરને તરત કહ્યું તે, ક્ષણું ન લાગી વારરે;
ડાકોર મધે તે દોડી આવ્યો, પુનાનો રહેનાર. ર. ૬૭
આવીને અલબેલા કેરૂં, આરંભ્યું મંદીરરે;
સલાટ સારા શોધી કહે છે, વેગે કરજો વીર. ર. ૬૮
કામ કરતાં કસર ન કરશો, પૈસો પુરો પાડુરે;
ધનતો ધરણીધરનું સર્વે, સ્યામ મુસ્તક ગાડુ. રં. ૬૯
પાયામાં તો પથર પુર્યા, શીશું ઢોળ્યું સારરે;
મોહનજી મંદીર કીધું, સોભાનો નહી પાર. રં. ૭૦
મહારાજનું મંદીર થયું, ત્રીજે વરશે તૈયારરે;
પ્રભુને પધરાવવા તણો, કીધો છે નીરધાર, ર. ૭૧
સર્વે મળીને સામળીઆના પાસે આવ્યા પ્રીતેરે;

મહુરત જોવા મોટા જોશી, તેડાવ્યા રંગ રીતે. ર. ૭૨
મહુરત જોઇ જોશી કહેછે, મંદીરમાં પધરાવોરે;
મોટું મહુરત આજ દહાડો, ફરી ન આવે આવો. ર. ૭૩
અલબેલાજીને ઉચકે પણ, ખશે નહી તલ માત્રરે;
વીચારી સહુ વીસ્મે પામ્યા, ગળી ગયાં સહુનાં ગાત્ર. ર. ૭૪
શું થાશે શામળીઆ મોટું, મદીર મીથ્યા થાશેરે;
ત્રાંબેકર કહે ટેક રાખજો, લજ્જા મારી જાશે. ર. ૭૫
પુન્યદાન બહુ પેરે કીધાં, પાતળીયા પધરાવારે;
તોયે પણ મોહન ના માને, મોટે મંદીર જાવા ર. ૭૬
સાંજ પડી તે સૌકો થાકયા, કાંઇ ન સુજે વાતરે;
અલબેલાને એમ ગમ્યું નહી, હેઠા પડીઆ હાથ રણ. ૭૭
પ્રભુજીએ પ્રેર્યો પુરવાશી, કોઈ બોલ્યો આવી વાતરે;
જગજીવનને જોઇએ ભાઇઓ, બોડાણાની જાત. રણ. ૭૮
તેના કુળમાં કોઈ હોય તો, અલબેલોજી ઉઠેરે;
ખોળ કરીને ખબર મંગાવો, તો ત્રીકમજી ત્રુઠે. રણ. ૭૯
શોધ કરીને શોધી કહાડયો, કુળ મધ્યેનો કોઈરે;
જોતામાં જગજીવન કેરું, મન રહ્યું છે મોહી રણ. ૮૦
અલબેલાને અંગે અટકયા, સંગે સઘળો સાથરે;
અંતરીક્ષથી ઉઠયા અલબેલા, તે કોઇ ન જાણે વાત. રણ. ૮૧
પ્રીત કરી પાતળીયો લઇને, મોટે મંદીર ચાલવારે;
સીહાસન ઉપર શામળીયો, હરજી હેતે આવ્યા. રણ. ૮૨
સંવત અઢાર અઠાવીસે, પ્રીત કરી પધાર્યારે;
સહુને સુખ આપ્યું શામળીયે, અંગે રંગ વધાર્યા. રણ. ૮૩
બોડાણાનું બંધ જણાવા, વંશ બોલાવ્યા વાહાલેરે;
ત્રાંબેકર તેને તેડીને, સરપાવ સારા આલે. રણ. ૮૪

ડંકોર કીધું દ્વારકાં, તે ત્રીકમજી તત્કાળરે:
લટલટ મારી લેખે લખજો તમો પીતા હું બાશ. રણ. ૮૫
સિંહાસનની સોભા સારી, આરસનું માંહિ કામરે:
મધ્યે મોહન તમો બીરાજો, જોવા સરખું ધામ. રણ. ૮૬
ચરણ કમળનું ચીતવન કરતાં, ચીન ચીંતા ઓલાયરે:
નેપુરને ઝાંઝર ઘુઘરીઓ, અલબેલા લેવું બલાય. ર ૮૭
પીતાંબર પીળુ છે તેની, કસબની સુંદર કોરરે;
જરીત્ર કંદોરો જોડે શોભે, ઘુઘરીનો ઘમઘોર. ર. ૮૮
કસબી વાઘો કનક સરીખા, પટકો પીળો શોભેરે;
લેહે કસબની છેડા ઉપર, અલબેલાને ઓપે. ર. ૮૯
ચારે હાથે ચતરભુજને, કડાં ચુનીયો વાળાંરે;
સાંકળી અંગે સારી શોભે, બાજુબંધ નખરાળાં. ર. ૯૦
આંગળીએ અંગુઠી ઉજવળ, વેઢ અને વીંટીરે:
પોંચી સાંકળાં પાતળીઆને, મુખમાં મોરલી મીઠી. ર. ૯૧
મોતી માળા ત્રણ તેવડી, અલબેલાને ઓપેરે;
મોહનમાળા મોટી માંહે, ચરણે જઇને ચોપે. ર. ૯૨
સોનાની સાંકળીઓ દોરા, ડુગડુગીયો માંહી ઝળકેરે;
શંખ ગદા પદમને ચકર, ચારે હાથે ચળકે, ર. ૯૩
ગળેબંધ ગળામાં સોહીએ, કાને કુંડળ મોતીરે;
જડાવનું તીલક જદુવરને, અખંડ જોત ઉદ્યોત. ર. ૯૪
મુગટ મનોહર માહારાજનો. જુગમાં ન મળે જોડોરે;
મધ્યે ચુનીયો ઝળકે ઝાઝી, કલંકીને તોરો. ર. ૯૫
અદભુત રૂપ કળામાં નાવે, એક રસના શું ભાખુંરે:
અપાર તેનો પાર નથી, હું કેમ કરી ઝાંખુ. ર. ૯૬
જેને જેવો જોઇએ તેને, તેવો છે અલબેલોરે,

ગવાય તેમ ગુણ એના ગાજો, રંગે મૂળગો મેલો. ૨. ૯૭
મન બોડાણા ધીરજ તારી, બળવતને તે બાંધ્યોરે;
જોગી મુનીને જે છે દુર્લભ, તે પ્રભુ તુજને લાધ્યા. ૨. ૯૮
ડાસરામાં ઠીક નીકળીયો, પ્રગ ણામાં પ્રીતેરે;
દુનીઆમાં તે ડંકા કીધા, ડાકોરમાં રંગ રીતે ૨. ૯૯
ચાર જુગમાં જાણે થયો તું, બોડાણો બલીહારીરે;
તન મન ધન તે ત્રીકમ ઉપર, સરવે નાંખ્યુ વારી. ૨. ૧૦૦
અલબેલાને અરજ અમારી, એકાંતે તમે કેહજોરે;
અવગુણનો તો આંક નથી, તમો શામળીઆજી શેહેજો. ૨. ૧૦૧
જો મોહન મનમાં જાણોતો, જુગમાં ન મળે જોડરે;
ત્રાહી ત્રાહી શરણાગત રાખો, રંગીલા રણછોડ. ૨. ૧૦૨
જે જે અવગુણ જાશો તે પ્રભુ, મુજમાં ભર્યા ભરપુરરે;
આળ કરોતો ઉડી જાઉં, જેમ આકડાનું તુર. ૨. ૧૦૩
શામળીઆ તમે સામુ જુઓ, સ્નેહ ધરી શામરે;
મન ફેરવો મોહનજી મારૂ, સેજે થાએ કામ. ૨. ૧૦૪
ચરણ કમળમાં ચીતડું મારૂ. તાણીને તમો રાખોરે:
ધણી થઇ ગીરધારી મુજને, તરછોડી ના નાખો. ૨. ૧૦૫
બેઉ કરજોડી ચરણે લાગું, સો સો કરૂ પ્રણામરે;
રણછોડને તમે રાખો રસીઆ, ખાના જાત ગુલામ. ૨. ૧૦૬
રાય રણછોડનો ગરબો જે કોઇ, ગાશે પુરણ પ્રીતેરે;
તે ઉપર રીજે રંગીલો, રસબસ થઇ રગ રીતે. ૨. ૧૦૭
સહુ મળીને સાંભળજો ભાઇ, કહુછું વારવારરે;
ભુલ્યા ચુકયા માફ કરજો, કરતા છે કીરતાર, ૨. ૧૦૮
સંવત અઢાર અગનોતેરે, આઠમ આશો માસરે;
કૃષ્ણ પક્ષને રવીવારે, ગુણ ગાય છે રણછોડદાસ. ૨. ૧૦૯

---

ચાલો જઇએ દર્શન કરવા ડાકોરમાં ઠાકોર બીરાજે છે;
દીનાનાથ દયાળ દામોદર દર્શનથી દુઃખ ભાગે છે.
પહેલું દુઃખ બ્રમાનુંરે ભાગ્યું શંખાસુરને મારીને:
શંખ નારાયણ પેટમાં બેઠાં, વેદ લાવ્યા ચારવાળીને
કચ્છરૂપે સાગર મથીઓ, ચઉદ રત્ન બહાર કહાડીને
અમૃત તો અમરોને પાયું વિખ પાયું વિષ ધારીને:
વરાહરૂપે પૃથ્વિ લાવ્ય, આપ નિરંજન આજે છે. દીનોનાથ. ૧
પહલાદની પતિપાળ પાળવા નરહરી નરસંગરૂપ ધર્યું:
હિરણાકશ્યપ નખે વધેર્યો વિધિનું વાકય સફળ કર્યું.
વામનરૂપે બળીને ચાંપ્યો, ઇંદ્રરાયનું કારજ કર્યું;
છબીલો છડીદાર થઇ ઉભા, બળી રાજાનું ભાગ્ય ભળ્યું,
ફરસી ગ્રહી નક્ષત્રી કીધી, જઇ કુકણ બિરાજે છે. દીનો.
અનેક દુઃખ દેવતાનાં ભાગ્યાં, રાજા રાવણ મારીને
વિભીષણને લંકા આપી, પથરા પાળજ તારીને.
કૃષ્ણ સ્વરૂપે કંસને માર્યો, ગોકુળમાં ગૌચારીને.
મોરલીમાં મહામોહ પમાડયાં ત્રણ લોક નરનારીને;
બુદ્ધારૂપે જગન્નાથજી, જગમગ જ્યોત બીરાજે છે. દીનો.
અકળ કળા નવ ખંડમાં વ્યાપી, ઘટઘટમાં તમે રમી રહ્યાં;
ડાકોરમાં ઠાકોર બીરાજ્યા, બોડાણાપર કરી દયા.
ગંગાબાઇના ગુણ વધાર્યા, સવાવાલથી ઓછા થયા;
ભક્તી જાણી સારંગ પ્રાણી, ગુગળી પાછા ઘેર ગયા.
માખણીચો આરો છે સારો, લીંબડો મીઠો લાગે છે; દીનો.
ઉંચુ દેવળ ઉંચા શીખર, ઉપર ધજા ફરફરે;

જે દરવાજે નોબત વાગે, રત્નાગર ત્યાં ગડગડે.
ગોમતી નીરે સંગમતીરે, સંઘ આવીને પડાવ પડે;
આઠ દહાડે શુકરવારે, વાલમનો વરઘોડો ચડે
રણુછોડ રચીયો સૌમાં વસીયો, સૌને માથે ગાજે છે: દીનો.
ઉત્તર દક્ષણ પુર્વ પ્રશ્ચિમના લોક, વરસને આવે છે
મોટાં મોટાં સંઘવી થઇરે, સંઘ ડાકોરમાં લાવે છે.
નથણું નરખું હઇડે હરખુ, રૂપ ઉપર જાઉ બલીહારી;
શંખ ચક્ર ગદા પદમ બિરાજે, ગદા ધરી છે ગીરધારી.
સાકર માખણ તુળસીની માળા, રાય રણછોડને ચડાવે છે;
ઇચ્છારામના સ્વામી ભકતોને લાડ લડવે છે. દીનો.

## મંગળાચરણ આરતિ ૧ લી.

રસભીના રાયછોડ. વસો મારી રૂદીયામાં.
સુખ સાગર શ્રી રણછોડ, વસો મારી રૂદીયામાં.
પ્રાતઃસમે પ્રભુના મુખ નીરખી, આનંદ ઉર ન સમાયરે;
સુરીનર મુનીવર વેદ વખાણે, નારદ સારદ ગાય. વસો.
કોટી વદન છબી, મુખ પર વારી, અકળીત રૂપ અપારરે
મંગળ રૂપ મનોહર દીસે; સેવક સુખ ભંડાર વસો
તાલ મૃદગ વીણા રસ વાગે, મુખ મોરલી ઘનઘોરરે;
પ્રેમ કરીને પીધારસ બંધુ, ગોપી ચંદ્ર કીશોર. વસો
કંચન થાળ કપુર ભરી માંહી, પાંચે જોત પ્રકાશરે;
આરતી ઉતારૂ મારા અવએલાતી, રાધા રમણ વીલાસ વસો
અષ્ટે સીદ્ધી આગળ ઉભી, મુખથી રહી કરજોડરે;
પ્રાણજીવન પરશોત્તમ સ્વામી, રાજ કરો રણછોડ. વસો.

## રણછોડજીની આરતિ.

મારે દીવાળી થઇ આજ, હરી મુખ જોવનો.
મારાં સરીયાં સેવકના કાજ ભવ દુઃખ ખોવાનો   મારે.
આજ દીવાળી કાલ દીવાળી હરી જોયા મે ન્યાળીરે,
સુંદીર મુખ જોવાને કાજે, આંખલડી થાય કાળી, આજ.
રત્ન જડીત સોનાની થાળી માંહી ભર્યો કપુરરે.
આરતી ઉતારૂ મારા અલબેલાની રવી ઉગમતે સુર. આજ.
સાવ સોનાનો સુરજ ઉગ્યા દુધડે વરસ્યા મેઘરે,
રામ કૃષ્ણ પ્રભુ એટલુ માગું સેવાને અર્થ દેહ.   આજ.

## આરતિ ૨ જી.

જે રણછોડરાયા જે રણછોડરાયા,
આરતી કીજે મહારાજની. સોપે નવ માયા. જે રણછોડરાયા—ટેક ૧
મોર મુગટ શીર છત્ર બીરાજે, મણી માણક ચળકે. જોને મણી૦
પુ૦ । બહુ મુગતાનાં, તોરાચરણ સુધી લળકે.   જે રણછોડ. ૨
પાઘ કસુંબી ઝીણા સરબંધ, છોગાં બહુ ધરીયાં. (૨)
તીલક લીલાટ હીરા માણેક, મોતી બહુ ભરીયાં.   જે રણછોડ. ૩
કેસર આડ મકરાકૃત કુંડળ, દધી સુત બેઉ જડીઆં. (૨)
એક કટાક્ષે ભ્રકુટી કેરાં, ત્રણ ભોવન ઘડીઆં.   જે રણછોડ. ૪
અમુલ વરતી આંખડલી, ધર્યું ચુબક ગાલે, (૨)
મુખારવીંદ તણી શોભા, કેસર છે ભાલે   જે રણછોડ. ૫
અમુલ્ય હીરા હોઠ બીરાજે, કોટી રવી ચળકે. (૨)
કૌસ્તુભ મણી કંઠમાં ઓપે, માળા બહુ લળકે.   જે રણછોડ. ૬

અનેક આભૂષણ રત્ન હીમનાં, પુષ્પની માળા; (૨)
તુળશી હાર ચડાવે પ્રભુને, તે જન બહુ વાલા. જે રણછોડ. ૭
જરકશી જામો અંગે સોહે, વીવીધ બહુ ભાતે. (૨)
ઈંદ્રાદીક બ્રહ્માદીક સર્વે, સ્તુતી ખાતે. જે રણછોડ. ૮
ચતરભુજ પુરૂષોત્તમ પુરણ અવીનાશી નામે, (૨)
શંખ ચક્ર ગદા પદ્મ બીરાજે બેવ દક્ષણ વામે. જે રણછોડ. ૯
કટી મેખલા પીતાંબર ઉપર, બાંધ્યા છે પટકે; (૨)
દીનાનાથ દીસે છે દયાળુ, અજબ બન્યો લટકે. જે રણછોડ. ૧૦
ચરણ કમળ આનંદ સાગર, શેવક સુખકારી; (૨)
જે જન આવી નીરખે પ્રભુને, દુઃખ કાપે ભારી, જે રણછોડ. ૧૧
છડી વાંસળી નેપુર ઓપે, નટવરને વેશે; (૨)
ગોપ થઈને ગાયો ચારી, ગોપી રમ્યા રાસે, જે રણછોડ. ૧૨
જે પ્રભુ આપ અનાથનો નાથ, તે ડંકપુર વાશી; (૨)
ડાકોર નાથ થઈને બેઠા પોતે અવીનાશી. જે રણછોડ. ૧૩
આઠ શીખર ગોડીપર ઉપર ચોઘડીઆં વાગે; (૨)
નોબત શબ્દ સુણે જે પ્રાણી, દુઃખ તેનાં ભાગે. જે રણછોડ. ૧૪
દર્શન દીનાનાથ દયાળુનાં જે આવી કરશે (૨)
કોટી જનમનાં પુન્ય પ્રાશ્રિત, તે પળમાં હરશે. જે રણછોડ. ૧૫
આરતી એ પુરૂષોત્તમ કેરી પ્રેમ ધરી ગાશે, જે કોઇ પ્રેમ ધરી ગાશે.
સુખ સંપત પામી તે પ્રાણી વૈકુંઠે જાશે. જે રણછોડ ૧૬

**ઇતિ શ્રી રણછોડરાય મહારાજની આરતીઓ સંપુર્ણ.**

**શ્રી રણછોડજીના પંદર તથો.**

સખી પડવે તે પ્રેમ રાખો ગીરધારી, બીજે તે બાળક હ્યોને બોલાવી,
ત્રીજે હરી સાથે લીધી છે તાળી, કે રૂપાળા રણછોડજી રામ,

ચોથે ચાંતાં મરાડો અમારી પાંચમે પ્રેમ રાખો ગીરધારી.
છઠે છબીલાજી હયોને ઉગારી કે, રૂપાળા રણછોડજી રામ,

સાતમે સાહેબ થાઓ તો થઈએ, આઠમે અરજી તમ સાથે હરીએ;
નોમે નવલા વેશ ન ધરીએ કે. રૂપાળા રણછોડજી રામ.

દસમે દીનાનાથ દહાડીરે મળીઆ, એકાદશી જળ ગોમતી નાહયા;
દ્વાદશી વરતે મહાસુખ પામ્યા કે. રૂપાળા રણછોડની રામ.

તેરશે તનડા તમ સાથે હરીઆં ચઉદસે ભાગ્ય અમારાંરે ભરયાં;
પુનમે મુગટના દર્શન કરીએ કે. રૂપાળા રણછોડજી રામ.

દાસ હરીદાસ અરજ કરશું, સદા મગનમાં ફરતો ફરશું,
આવી ડાકોરમાં દર્શન દયો છો કે રૂપાળા રણછોડજી રામ.

## શ્રી રણછોડજીની પંદર તથી

સખી પડવે પુરણ બ્રહ્મ, જે કોઇ જાણેરે;
રૂડો રણછોડજનો ધર્મ વેદ વખાણેરે, ૧
સખી બીજે બોડાણોજી બોલ કહે છે એવારે
રાખશોતો રહેશે તોલ, ઉપજે એવારે, ૨
સખી ત્રીજે તુલશીનાં વન, પ્રભુને પ્યારાંરે.
હાથમાં વાવે હરીના જન, શોભે સારાંરે ૩
સખી ચોથે ચાલા જાય વશમી વારેરે.
રૂદીયામાં રણછોડરાય મળવા માટેરે, ૪
સખી પાંચમે પડ્યા પંચ તડકા તનમાંરે,
સેવા કરે હરીના જન મારા મનમાંરે ૫
સખી છઠે છાપાં અંગ ધણીનાં ધરીયાંરે,

રાખે રૂદીયા સાથે રંગ હવે મન હરીયરે.
સખી સાતમે સુંદર શ્યામ મોહન મળીઆરે,
હુંતો આવીશ તમારે ગામ ફેરા ફરીઆરે.
સખી આઠમે જોડી વહેલ બળવંત બેઠારે.
પુર્વ દેશમાં થઇ છે મહેર પંથમાં પેઠારે.
સખી નુમે નમવા નાથ રેણી રાખેરે,
સેવક સુતા સાંગીમાય હરી રથ હાંકેરે:
સખી દશમે આવ્યા ડાકોર હરીરંગ રશીઆરે.
તે ઠેકાણે ઠાકોર વ્હાલો મારો વશીઆરે ૧૦
સખી એકાદશીના દન ગુગળી ઘેર્યારે
મધરાતે આવ્યા માહારાજ હેરણુ હેરયારે ૧૧
સખી બારશે બાંધા છે માલ સેવકથી છાનારે.
સોનુ તો સવાવાલ પુજામાં પામ્યારે ૧૨
સખી તેરશે ગુગળી ઘેર પાછા ફરીઆરે,
મધરાતે આવ્યા મહારાજ કારજ શરીયારે, ૧૩
સખી ચૌદશે ચરણાંમૃત પ્રેમે પીધારે.
હરી કડણ થયા નંદલાલ સંદેસા તે કીધારે, ૧૪
સખી પુનમે પુજા થાય શોભા સારીરે,
દરશન કરવાને જાય નર ને નારીરે. ૧૫
સખી પંદર તથો સાતવાર જે કોઇ ગાશેરે.
તેને મળશે દ્વારકાનો નાથ વૈકુંઠ જાશેરે. ૧૬

**ઇતિશ્રી રણછોડજીના ગરબા વીગેરે સંપુર્ણ.**